મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો. સુરત. 

# પહેલી ચોપડીના અર્થ.

**પાઠ ૧.**

**દિવાળી**=વરસનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ.

**અક્ષર**=હરફ; હરકત

**નિશાળ**=ભણવાનું ઠેકાણું

**રજા**=છુટ્ટી

**છોડી**=છોકરી

**પાછી વળી**=ફરી

**ભેગી**=સાથે; એકઠી.

**લીંપેગુંપે**=છાણ મટોડીની ગાર

**ધોળે છે**=ચોપડે છે; છાંટે છે

**સંજેરી**=ધારી

**ઘુઘરા**=ઘુઘરાના આકારનો ઘઉંનો બનાવેલો ગળ્યો પદાર્થ

**સાથીઆ**=ચુનાની ફાંક વગેરેનાં કાઢેલાં ચિત્રો

**આંગણામાં**=બારણા આગળ

**લુગડાં**=કપડાં

**ઘરેણાં**=દાગીના; જણસો

**દારૂખાનું**=આતશબાજી

**ફોડે છે**=સળગાવે છે

**સૌ**=બધા

**ગીત**=રાગથી ગાવું તે

**ઘર ઘર**=ઘેરેઘેર

**ફટાકડા**=ફટાકા

**હરખાય**=ખુશી થાય

**સમજુતી—દિવાળીના દહાડામાં ઘેરઘેર દીવા સળગે છે, અને ફટાકા ફટાફટ ફૂટે છે, તેથી છોકરાં ઘણા ખૂશ થાય છે.**

**પાઠ ૨.**

**વાર**=દિવસ

**વિષે**=બાબત

**કચેરી**=કોરટ

**બંધ રહે છે**=રજા પડે છે

**રવિ**=સુરજ; સૂર્ય

**દેવળ**=દહેરૂં

**કેડે**=પછી

**મુસલમાન**=મુસલમાની ધર્મ માનનાર

**જુમેરાત**=ગુરુવારની રાત

**પાછો**=ફરી; બીજીવાર

**અઠવાડીઉં**=સાત દિવસ

**સમજુતી—પહેલો રવિવાર, બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરુવાર, પછી છઠ્ઠો શુક્રવાર**

આવે છે (૧) સાતમો વાર શનિ છે. તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડીઉં થાય છે. (૨)

પાઠ ૩.

ફરતી=ચારે બાજુએ, આસપાસ
વાડ=કાંટાનો કે તારનો બનાવેલો આંતરો
દરવાજો=મોટું બારણું
માંહે=અંદર
ફુલઝાડ=ફૂલ થાય તેવા છોડ
વેલ=વેલો; ભોંયપર પથરાતો છોડ
ચોકઠું=ચારે બાજુથી જડી લીધેલું લાકડાનું ઘર
વાવટા=નિશાન; ધજા
મોગરી=ઘંટ વગાડવાની લાકડાની હથોડી
મહેતાજી=માસ્તર; ગુરુજી
બેઠક=બેસવાની જગા
કલાકની સીસી=કલાક જાણવાનું સાધન
ગામ=જ્યાં થોડાં કળીઆં અને ઘર હોય તે
નકશો=ગામ કે દેશનો ચિત્રલો નમુનો
ચિત્રો=છબીઓ
ટાંગેલાં=લટકાવેલાં
ઘોડી=પાટીઉ મૂકવાની બેઠક
કસરત=મહેનત કરી શરીરને મજબુત બનાવવું તે
મોટી=મોટાડી
મજાની=સારી
અહીં=આ ઠેકાણે
રોજ=હંમેશ

પાઠ ૪.

નિશાળીઆને બોધ

ઈશ્વર=પરમેશ્વર
નિત્ય=રોજ; હંમેશાં
પરોઢીએ=સુરજ ઊગતાં પહેલાં
તમામ=બધા; સઘળા
દો=આપો
માન=આબરૂ
ગુરુ=મહેતાજી
સમા=જેવા; બરાબર
જ્ઞાન=સમજણ; અક્કલ
તજવું=છોડી દેવું; કાઢી નાખવું
અંગ=શરીર
હળીમળીને=સંપીને
સંગ=સોબત; દોસ્તી
ચોડી=લગાડી
ચિત્ત=મન
શિક્ષા=શિખામણ
રૂડી=સારી
રીત=ચાલ
પેર=રીત
નીસરી=નીકળી
પાંસરૂં=સીધું; રખડ્યા વગર

સમજુતી—હંમેશાં સુરજ ઊગતાં પહેલાં ઊઠવું અને પરમેશ્વરનું નામ દેવું; પછી દાતણપાણી કરી લઈ નહાઈને બધા પાઠ તયાર કરવા. (૧) માબાપ કહે તેમ કરો, અને વડીલને માન આપો; મહેતાજી ને બાપ જેવા ગણો, તેથી સારી સમજણ મળશે. (૨) કદી જુઠું બોલવું નહિ, અને શરીરમાંથી સુસ્તાઈ કાઢી નાખવી (મતલબ કે કામ હોંસથી કરવું અને વાર લગાડવી નહિ) બધા સાથે સંપીને ચાલવું, અને સારી સોબત રાખવી (૩)

રોજ નિશાળે જવું અને મન લગાડીને ભણવું; મહેતાજીની શિખામણ માનવી અને સારી ચાલ રાખવી. (૧) ભણતી વખતે મન રમતમાં રાખવું નહિ. એ તમે સારી પેઠે સમજો. નિશાળેથી છુટા પડયા પછી સીધા ઘેર જવુ મતલબ કે રસ્તામાં રખડવું નહિ (૨)

પાઠ ૫.

ધોતલી=પોતડી; ધોતડી
અંગરખી=ડગલી
જોડીઓ=નાના બૂટ; ખાસડી
દરજી=લુગડાં શીવનાર
સુરવાલ=સાંકડા પાયચાનો લેંઘો
ફુળીઉ=મહોલ્લો
કોટ=ડગલો
બાબરી=નાનો ચણીઓ
ઓઢણી=છોકરીઓને ડીલે તથા માથે ઓઢવાનું ત્રણ ગજનું લુગડું

પાઠ ૬.

ચોકખાઇ=સફાઈ; સુઘડતાઇ
ચોકખા=સાફ
મેલા=ગંદા; મેલવાળા
બરાબર=સારી રીતે
ડીલ=શરીર
ગંદી=ખરાબ; ગોજી
અડાય=અડકાય
ફોલ્લો=ગુમડું; ચાંદુ
ખસ=ઝીણી ફોલ્લી; ખુજળી
ધોવડાવવાં=સાફ કરાવવા
ડાઘા=ટપકાં
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા
ગંદવાડ=ગોબરવાડ
નાથ=ધણી

| | | |
|---|---|---|
| કવિતા=ગાયન | મુખડું=મોં | જગનાથ=જગતના ધણી; |
| બાંદા=આજારી | દીલ=મન | પરમેશ્વર |

**સમજુતી—મારો ઓટલો સાફ છે, અને મારા ઘરનો ચોક પણ સાફ છે, મારા લુગડાં ચોકખા જોઈને બધા લોક મને ચોકખો કહે છે. (૧) મારૂં મોં ચોકખું છે, મારા હાથ ચોકખા છે; મારા ચોકખા (પાપ વગરના) મનમાં પરમેશ્વર બિરાજે છે. (૨)**

**પાઠ ૭.**

| | | |
|---|---|---|
| વરસગાંઠ=સાલગીરી, જન્મ દિવસ | કાકો=બાપનો ભાઈ | બનેવી=બેનનો વર |
| ભાવ્યાં=પસંદ પડયાં; સ્વાદ લાગ્યા | કાકી=કાકાની વહુ | સાળો=વહુનો ભાઇ |
| ઝટ=જલદી | ભત્રીજો=ભાઇનો છોકરો | સાળી=વહુની બેન |
| ભાણો=બેનનો છોકરો; ભાણેજ | મામો=માનો ભાઈ, બાપનો સાળો | ઓરમાન=બાપ એક ને મા જુદી જુદી હોય તે. સાવકાં |
| કઢી=છાશમાં ચણાનો લોટ, આદુ, મરચાં, હળદર નાખી ઉકાળેલી તે | મામી=મામાની વહુ | સાવકાં=ઓરમાઇ |
| હાથ પણ અડાડયો નહિ=જરા પણ ખાધું નહિ | ભાણેજ=બેનનો છોકરો; ભાણો | **મા એક અને બાપ જુદા જુદા હોય તે દૂધભાઇ કહેવાય.** |
| બીડાં=પાનમાં ચુનો કાથો સોપારી વગેરે મૂકી બનાવેલી પટ્ટી | ફોઇ=બાપની બેન | જમાઈ=છોકરીનો વર |
| | ફુઓ=ફોઇનો વર | વહુનાં માબાપ=છોકરાનાં સાસુ સસરો |
| | માસી=માની બેન | વરનાં માબાપ=છોકરીનાં સાસુ સસરો |
| | માસો=માસીનો વર | **છોકરો કે છોકરીના સસરો એક બીજાને** |
| | પીતરાઇ=કાકાનાં છોકરાં | |
| | મોળાઇ=મામાનાં છોકરાં | |
| | મસિઆઇ=માસીનાં છોકરાં | |
| | ફોઇઆત=ફોઇનાં છોકરાં | |

**પાઠ ૮.**

વેવાઇ કહે છે.
છોકરો કે છોકરીની સાસુ એક બીજાને વેવણ કહે છે.

પાઠ ૯

મા સંબંધી કવિતા

સર્વે=બધાં
જોઇ=દેખી
હરખાઉં=ખુશ થાઉં
ચાંપે=દબાવે
સાથ=સાથે
બોકી=બચ્ચી; ચુંબન
બાથ ભીડે=બે હાથ પહોળા કરી છાતી સાથ દબાવે
પંપાળીને=હાથ ફેરવીને
મુખ=મોઢું
દુખડાં=દુઃખો
મીઠા=સારા
કલોલ=મજા: આનંદના શબ્દો
ખાવું=ખાવાનું
મારી જાત=મારૂં શરીર
લગાર=જરા
તે વાર=તે વખતે
ઉંઘાડવા=ઊંઘ લાવવા
હાલો=ઊંઘ આણવાનું ગીત
પેટ ભરીને=ધરાઇને
માડી=મા
નવ=નહિ
સૌથી=બધાં કરતાં
હેત=વહાલ; પ્યાર
અપાર=ઘણુંજ
આભાર=પાડ; ઉપકાર

**સમજુતી**–માને જોઇને બહુ ખશ થાઉં છું. અને દોડતો દોડતો તેની સામે જાઉં છું; મા મને લઇને છાતી સાથે દબાવે છે. બચ્ચી કરીને બે હાથ પહોળા કરીને દબાવેછે. (૧)ખોળામાં લઇને મને ધવરાવે છે, અને શરીરપર હાથ ફેરવીને ખૂશ થાય છે. મારૂં મોઢું જોઇને (મને જોઇને) હરખાય છે અને પોતાનાં બધાં દુઃખો ભૂલી જાય છે. પંખી આનંદથી બોલતાં હોય તેના જેવા મારા બોલ મીઠા લાગે છે, મા મને સારૂં સારૂં ખાવાનું આપે છે,અને મારા શરીરની બહુસંભાળ રાખે છે.(૩)મને જરા રડતો જાણીને તે વખતે ગભરાતી દોડી આવે છે; જો હું હસું અને રમું તો તું બહુ ખૂશ થાય છે, અને ઉંઘાડવાને માટે તું હાલરડાં ગાય છે. (૪) જો હું માંદો પડું તો તું ઓસડ પાય છે અને તું (માડી) પણ પેટ ભરીને ખાતી નથી; બધાં કરતાં તારૂં

હેત ઘણુંજ છે, માટે હું તારો ઘણો પાડ માનું છું. (૫)

### પાઠ ૧૦.

મોટાં=મોટી ઉમરના; વડીલ
પ્રમાણે=રીતે
પૂંઠે=પાછળ
આવાજી=આપાજી
વખાણ=સારૂં કહેવું તે
માન=આવકાર

### પાઠ ૧૧.

ઉજાણી=મીજબાની
બબ્બે=બે બે
ક્યાં=કયે ઠેકાણે
આશોપાલવ=એક જાતનું ઝાડ (એનાં પાંદડાંનાં તોરણ બને છે)
વિના=વગર
પૌંઆ=ડાંગરપલાળીશેકી ખાંડીને બનાવેલા તે
ધાણી=જુવાર, મકાઇ, વગેરેના દાણાને શેકી બનાવે તે
વઘારેલાં=વઘાર દીધેલાં
ખારેકી=ખારેક જેવા
ફળ=લોટને શેકી તેમાં ઘી ખાંડ વગેરે નાખી બનાવેલું તે
દાદી મા=બાપની મા, માની મા
રાંદેરી=રાંદેરમાં થતાં
શેતરંજી=જાડું સુતરાઉ બિછાનું
પાથરણું=બિછાનું
હાર=ઓળ
શાક=દુધી, વેગણ, પાપડી વગેરે
ચટણી=આદુ, મરચાં, કોથમીર, મીઠું વગેરે છુંદીને બનાવેલી તે
ખૂબ=ઘણાં
મજા=રમુજ, ગમત

### પાઠ ૧૨.

પછાડી=પાછળ
સરત=હાર જીત
થોભો=ઉભા રહો
જીત્યો=ફાવ્યો
સઢ=વહાણ ચલાવવા માટે પવન ભરાવવા સારૂ બાંધેલું લુગડું
ચાલ=રીત
સુંદર=સારી
હોડી=સઢવાળો મોટો મછવો
રમત=ગમત, ખેલ
તાપ=તડકો; ગરમી
પણે=પેલે ઠેકાણે
એકઠા=ભેગા
તરફ=બાજુ
તળાવ=જેની ચારે બાજુએ જમીન અને વચમાં પાણી હોય તે
સહેલ=મજા; મોજ; ગમત

### પાઠ ૧૩.

ખંડ=બૈરીની કાંચળીના કપડાંનો કસબી રેંજો
કાંચળી=બૈરાનું કપડું
ઇનામ=સરપાવ

પરીક્ષા=તપાસણી
છાની=મુંગી; ચૂપ
હો=વારૂ
નજર કરી=જોઇ
ડાહી=શાણી; સમજુ

પાઠ ૧૪.

દેડકાં=પાણીમાં રહેનાર ચોપગાં પ્રાણી
પાળ=કારણ; કોર; કાંઠો
ફેંકાફેંકી=નાખાનાખી
ધડાધડ=ધબોધબ
માર્યાં જઇએ છીએ= દુઃખી થઇએ છીએ
ખરી=સાચી
પ્રાણી=જીવ
ઈજા=દુખ; નુકસાન
સંભાળી સાચવી
નુકસાન=બગાડ
કદી=કોઈ વખત
ખેલતાં=રમતાં
હાણ=નુકસાન
ભારી=ઘણું

**સમજુતી–રમત ગમત કરતાં, કોઇ વખત પણ કોઈને નુકસાન કરવું નહિ, નઠારી રીતે રમતાં ઘણું નુકસાન થાય છે.**

પાઠ ૧૫.

દયા=મહેરબાની; રહેમ
ખીજ્યા=વઢ્યા
તળે=નીચે
છુંદાય=ચગદાય; કચડાય
ફાંફાં=ખોટી મહેનત
ઢોર=ગાય, ભેંસ, બળદ વગેરે ઘાસ ખાનારા પશુ
કામના=ખપના
સંભાળ=બરદાસ
વખતસર=બરાબરવખતે
સાફ=ચોકખી
નીરવાનું=ખાવાનું
સોળ=ઝપાટાનીનિશાની; લાકડીના મારથી જે લીસોટા પડે છે તે
યાદ=કોમ
ભૂલી=વીસરી
ગજા=શકિત
ઉપરાંત=વધારે

પાઠ ૧૬.

એનઘેન=રમતનું નામછે
છુટો=બંધન વગરનો
દાવ=વારો
પહેલાં=અગાઉ
જણ=છોકરો
બંધ. કર=મીંચ
બાકીના=બીજા
વાંસો=પીઠ, બરડો
વારાફરતી=એક પછી એક
દીવાઘેન=આંખ બંધ કરવી તે
સમજ્યા=જાણ્યું
સેળભેળ=એકઠા
હોશિયાર=ચાલાક
પારખી=ઓળખી
સંતાવા=છુપાવા
અડશે=અડકશે

બચી જશે=વારો આવશે નહિ
લાંબો વખત=ઘણીવાર
ઓળખ=પારખ
શાબાશ=ધન્ય
બસ=ઘણું

**સાર**-આ રમતથી લાગવાની ઈંદ્રિય, ધારણા શક્તિ વગેરે શક્તિ કેળવાય છે.

પાઠ ૧૭.

સાચ=સાચું: સાચીવાત
ગમ્યો=પસંદ પડયો
દેસાઇ=જાગીરદાર
ગાળ=ખરાબ શબ્દ
જુઠું=ખોટું
હેત=માયા; પ્યાર
વખાણ્યો=પસંદ કર્યો
દેખે=જુએ
કાપે=કાપ મૂકે
કાપ=ચીરો
ગભરાયો=અકળાયો
સાચાબોલું=ખરૂં બોલનાર

પાઠ ૧૯.

વાઘ=ફાડી ખાનારૂંચટાપટાવાળું પ્રાણી
મશ્કરી=મજાક
પસ્તાય=દીલગીર થાય
બચ્યાં=રહ્યાં
સીમ=ખેતર
ગરીબ=પૈસા વગરનો
અમથી=ખોટી; જુઠી
ધાજો=દોડી આવજો.
આસપાસ=આજુબાજુ
શરમાઇ=લજવાઈ
ખોટું=ખરાબ; માઠું
સાચી=ખરી
રોવા=રડવા
છેતર્યા=ઠગ્યા
વા'રે=મદદે
વા'રે ધાયા=મદદે દોડી આવ્યા
સપડાય=ફસાય
જુઠાણું=ખોટારૂં; જુઠું
આખર=છેવટ
જન=માણસ

**સમજુતી-જે માણસ બીજા માણસની મજાક કરે છે તે માણસ પહેલાં કે પછી ફસાય છે; ખોટારૂં જલદી જણાઇ આવે છે. અને આખરે તે જુઠો માણસ દીલગીર થાય છે.**

પાઠ ૧૯.

જુક્તિ=કળા; યુક્તિ
પોકેપોક મૂકી=મોટે સાદે ઘાંટા પાડી
બચાવે=ઉગારે
આઘું=દૂર
એકેકને=દરેકને
કબુલ=કરી માની

પાઠ ૨૦.

ગરીબ=પૈસા વગરનો
અન્ન=અનાજ
ભિખારી=જેની પાસે ખાવા પીવાનું ન હોય તે; ભીખ માગનાર
ભજન=ઈશ્વરના ગુણ ગાવા તે

| | | |
|---|---|---|
| પુરાં=પુરતાં; જોઇએ તેટલા | ભલું=સારૂં; કલ્યાણ | ઉપયોગી=જરૂરની |
| આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે | **પાઠ ૨૧.** | હવા=પવન |
| ભીખ=માગી ખાવું તે | ઈશ્વર=પરમેશ્વર | દામ=પૈસો |
| પગે અપંગ=પગે ખોડવાળો; લુલો; લંગડો | ભજન=ગુણ ગાવા તે | દીએ છે=આપે છે |
| અપંગ=લુલો; લંગડો; આંધળો; બહેરો; ખોડવાળો | ચંદ્ર=ચાંદો | પાળે=પોષણ કરે |
| દયા=મહેરબાની; મહેર | વીસરૂં=ભૂલું | દેવા=આપવા |
| ભગવાન=પરમેશ્વર | પ્રભુ નામ=પરમેશ્વરનું નામ | સરજાવી=પેદા કરી |
| | અગણિત=ગણાય નહિ એટલા; ઘણાજ | સૌ=બધે |
| | ઉજાસ=અજવાળું | ઠામ=ઠેકાણે |
| | કામ=માટે; સારૂ | પાન=પાંદડાં |
| | | સેવક=દાસ |
| | | હામ=હિંમત |

**સમજુતી**—ભગવાનનું ભજન ભૂલીશ નહિ. હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. પરમેશ્વરે અજવાળાને માટે ચંદ્રમા, સુરજ અને ગણાય નહિ એટલા તારા બનાવ્યા છે. હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. [૧] ઘણી જરૂરની જે હવા તે તેં આપી છે, તેના કંઇ પૈસા બેસતા નથી હું કદી પણ૦ [૨] તું વરસાદ વડે અનાજ આપે છે અને બધા જીવોનું પોષણ કરે છે. હું કદી પણ૦ [૩] દૂધ, દહીં આપવાને માટે તેં બધે ઠેકાણે ગાય અને ભેંસને પેદા કરી છે. હું કદી પણ૦ [૪] તેં ઝાડ, પાંદડાં, ફૂલ, ફળ, આંબો, ગુલાબ, બદામ વગેરે બનાવ્યાં છે. હું કદી પણ૦ [૫] તમે મહેરબાની કરીમને વળી વિદ્યા, સુખ અને હિંમત આપો હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. [૬]

### પાઠ ૨૨.

સરદાર=ઉપરી [વિચાર
સપનું=ઊંઘમાં આવતા
જંગલમાં=વનમાં
હરણી હરણની માદા
રૂપાળું=શોભીતું,
ઉપાડી=ઉંચકી
એકદમ=તરત
છલંગ=ફાળ
દેવતાઇ=દેવના જેવો
પુરુષ=માણસ

### પાઠ ૨૩.

ઉંદરડી=ઉંદરનું બચ્ચું
રસોડું=રસોઇ કરવાની જગા; રાંધણી
ભરાઇ=સંતાઇ
ભાત=બાફેલા ચોખા
ખાવાનું=ખોરાક
સારાં=ભલાં
ઉપલા=ઉપરના
બાકું=કાણું
પોળી=ખેપડવાળી રોટલી
મન=મરજી; ખુશી
મણા=ખામી; ખોડ
ઉંદરીઉં=ઉંદર પકડવાનું પાંજરૂં
ભોગજોગ=એકાએક
પાર=છેડો
વલે=હાલ; દશા
સાર—બાળકોએ મોટાની શિખામણ માનવી

### પાઠ ૨૪.

કાંઠા=કિનારા
પોલ=પોલાણ
દર=કાણું; સાપ; ઉંદર, મંકોડા, કીડી વગેરેને રહેવાનું ઘર
ઝેરી=ઝેરવાળો
પંખી=પાંખવાળા જનાવર: (ચકલી, પોપટ કાગડા વગેરે પંખી કે પક્ષી કહેવાય )
ફુંફાડા=ફૂ ફૂ અવાજ કરવો તે
ફેણ=સાપની પહોળી કરેલી ગરદન
છોલાઇ=ઘસાઇ
વળગીને=બાઝીને
ચટકા=ડંખ
ભોંય=જમીન
પછાડી=અફાળી
વાસ=પીમળ
પછાડા=તરફડીઆ
અંતે=આખરે; છેવટે
જોરાવર=જબરો
જીવલીધો=મારી નાખ્યો
ઝાઝા=ઘણા
નબળા=જોર વગરના
વેર=અદાવત
નાગ=ફેણવાળો સાપ
પ્રાણ=જીવ
સાર—કોઇને હલકું ગણી તિરસ્કાર કરવો નહિ, તેમજ પોતાની શક્તિ વધારે છે એમ ધારી અહંકાર કરવો નહિ.

દિવસ વેર કરવું નહિ; જુઓ કે આ રીતે ઘણી કાડીઓએ મળીને મોટા સાપને પણ મારી નાખ્યો.

## પાઠ ૨૫.

### માબાપની ચાકરી.

લુલા=લંગડા
સેવા=ચાકરી
અમાપ=ઘણી
કે'=કહે | ધન=પૈસા
તીરથ=જાત્રા
પારખી=જાણી
કાવડ=વાંસને બે છેડે શીકા બાંધી બનાવેલું તે
મનસુબો=વિચાર
માતાપિતા=માબાપ
તે વાર=તે વખતે
ધન ધન=વાહ વાહ
સારા=ચાકરી કરે એવા
સંતાપ=મનનું દુઃખ
જે વાર=જે વખતે;જ્યારે
આશીશ=ભલું થજો એમ કહેવું તે; દુવા
ફરજ=પોતે કરવાનું કામ
બજાવી=પુરી કરી
મહેર=મહેરબાની; દયા
લીલાલહેર=મજા: બધી વાતે સુખી

**સાર**—જે છોકરા માબાપ તરફ પોતાની ફરજ બજાવે છે, તેને રમત, ગમત અને સુખજ મળે છે.

**સમજુતી**—માધવનાં માબાપ ઘરડાં, લુલાં, આંધળાં અને ગરીબ હતાં, તેઓની માધવ ઘણીજ ચાકરી કરતો હતો. [૧] માધવને એનાં માબાપે કહ્યું કે અમારા મનની વાત સાંભળ. જો અમારી પાસે પૈસા અને આંખો હોત તો જાત્રા કરવા જાત. [૨] માબાપનું મન પારખી લઈને તેણે તેમને સુખી કરવાનું ધાર્યું. જો હું કાવડમાં બેસાડી જાત્રા કરાવું તો એમનું દુઃખ મટે. [૩] એવો વિચાર કરીને કાવડ બનાવી અને માબાપને બે બાજુએ બેસાડયાં. [૪] પછી ખાંધે કાવડ ઉપાડીને જાત્રા કરવા ગયો, માધવના આ હેતથી બધાને નવાઈ લાગી. [૫] આવા છોકરાને શાબાશ છે, અને માબાપને પણ ધન્ય છે; જો છોકરા સારા હોય તો કંઈ દુઃખ રહે નહિ. [૬] બધી જાત્રા કરાવીને જ્યારે તે ઘેર ગયો ત્યારે માબાપ ખુશી

થયાં; અને ઘણીજ દુવા દીધી. [૭] છોકરાએ પોતાની ફરજ બજાવી (પોતાને જે કામ કરવાનું હતું તે કર્યું) તેથી પરમેશ્વરે મહેરબાની કરી. જે માબાપને સુખ આપે, તેને બધી વાતે સુખ થાય છે. [૮]

| પાઠ ૨૬ | પાછી=બીજીવાર; ફરીને | કઠણ=અઘરૂં |
|---|---|---|
| ચતુરાઇ=હોશિયારી | મટાડી=દૂર કરી | જલદી=થોડીવારમાં |
| કુંજો=ભોટવો | નાચતો=કૂદતો | પાર મુકાય=પુરૂં થાય |
| આમતેમ=આજુબાજુ | છુપાઇ=સંતાઇ | સાર—અક્કલ અને |
| ફાંફાં=ખોટી મહેનત | કાજે=માટે; સારૂ | ધીરજથી જેવું કામ |
| ઉપાય=ઇલાજ | કંકર=કાંકરા | થાય છે, તેવું ફાંફાં |
| સૂઝી આવ્યો=જડયો | ધીરજ=સબુરી | મારવાથી થતું નથી. |

સમજુતી—ભોટવામાંનું ઉંડું પાણી ઉપર લાવવા માટે કાગડાએ કાંકરા નાખ્યા, તેથી પાણી ઉપર આવ્યું. તે આજ પીધું. [૧] સબુરી ને ડહાપણથી અઘરૂં કામ હોય છે તે પણ થોડીવારમાં પુરૂં થાય છે; માટે ભલે તમે બધા કરી જુઓ.[૨]

| પાઠ ૨૭. | મલકાતી=હસવાજેવું કરી | ઉનો=ગરમ |
|---|---|---|
| કાપણી=અનાજ ઘાસ | બેટા=દીકરા | માખણ=દહીંને વલો- |
| વગેરે કાપવાનું કામ | બાથમાં=બે હાથની | વવાથી છાશના ઉપર |
| આથમતા=આથમીજતા | વચમાં | જે ધોળો ને હલકો |
| વઢાઇ=કપાઇ | બચ્ચી=બોકી; ચુંબન | ચીકણો પદાર્થ તરી |
| દાદાજી=બાપના બાપ; | ભાથું=ખાવાનું | આવે છે તે |
| બાના બાપ | તાજા=કામ કરવાની | વંતાક=વેગણ |
| સાદ=અવાજ | શકિતવાળા | દહાડીઆ=રોજથી |

મજુરી કરનારા
ભાણુ=સુરજ
ભાણુબૂડે=સુરજ આથમે
દાતરડું=અનાજ ઘાસ વગેરે કાપવાનું લોઢાનું વાંકું હથિયાર
ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લીસોટા
ચ્ચ્યાર=ચાર ચાર
દહાડો આથમે=સાંજે

સાર-ખેડુતનો ખોરાક સાદો છે, પણ તેઓ મહેનતુ હોવાથી ઘણા મજબુત હોય છે, માટે આપણે મહેનત કરવી.

## પાઠ ૨૮.

ખળાં=ખળીઓ
પાથરા=કાપીને ભોંયપર નાખેલા છોડ
ખળી=કણુસલામાંથી દાણા છુટા પાડવા માટે લીપી ચોકખી કરેલી જગા.
ભાર=ઢગલો
ઠાલવ્યો=ખાલી કીધો
હાલરાને=બળદની હારને
હાલરૂ=ઉંબીમાંથી ઘઉં અને છોડા છુટા પાડવા માટે તેના ઢગલા પર બળદને હારબંધ જોડી ફેરવવામાં આવે છે તે
પગર=કણુસલામાંથી દાણા છુટા પાડવા માટે તેનાપર ઢોરોને ચલાવે છે તે
પગર ફેરવતી હતી=બળદને ફેરવી તેના પગ વડે ઉંબી કચરાવતી હતી
પટલાણી=પટેલની બૈરી
ઉપણી=ઝાટકી
કુંવળ=ઘઉંનું ઘાસ
કારભાર=કામકાજ
હરખ=આનંદ; ખુશાલી
હરખ માતો ન હતો=ઘણીજ ખુશી થતી હતી
હોંસીલી=ઉમંગી

## પાઠ ૨૯.

### ખેતરમાં કણુસલાં ઘાસ વગેરે કાપવાનું કામ.

કાપણી=કાપવાનું કામ
આમ=આ તરફ
ઉમંગે=હોંસથી
બાર માસ=એક વરસ
માસ=મહીનો
પીરસીને=મૂકીને
સંપે=એક બીજા સાથે
સદાય=હંમેશ; નિત્ય
ઉભરાયો=ઘણો થયો
સુંદર=સારો
ફાલ=પાક
લઇએ=છોડપરથી લઇ લઇએ
ખંત ધરી=કાળજી રાખી

| | | |
|---|---|---|
| કાં=શા માટે | અનાજ છુટું પાડવાની જગા; મોટી ખળી | કોળી=બાચકો; નાની પુળી |
| ડૂંડાં=જુવાર, બાજરીના કણસલાં | હૈયે-મનમાં; હૈયામાં | આ પાસ=આ બાજુ |
| આમ=આવી રીતે | હામ=હિંમત | વાળુ=રાતનું જમવાનુ |
| ખળાં=કણસલામાંથી | લણણી=લણવાનું કામ | |

સમજુતી—હે બાળકો! તમે બધાં આમ આવો; આપણે હોંસથી કાપણીનું કામ કરીએ જુઓ, પેલી વાદળીઓ વરસીને ચાલી જાય છે, એ બાર મહીનાનું અનાજ આપે છે, ને હંમેશાં એક બીજા સાથેજ રહેછે. હે બાળકો૦ [૧] ખેતરમાં કેવો સારો ઘણો પાક થયો છે. ચાલો આપણે કાળજી રાખીને કાપી લઈએ શું કરવા કાલ કરીએ? વાર લગાડીએ?] હે બાળકો૦ [૨] હાથમાં દાતરડું વાંકું લઈને આ પ્રમાણે કણસલાં કાપો; અને તેનો ખળીમાં લઇને ઢગલો કરતાં મનમાં હિંમત રાખો. હે બાળકો૦ (૩) અનાજ લણવાનું કામ પૂરું થયું. હવે બધાએ ઘાસ કાપો અને ઘાસના ચાર બાચકા લઇને આ બાજુએ મૂકો હે બાળકો૦ (૪) આપણે પૂળા બાંધી ગાડામાં નાખી કામ પૂરું કરીએ, પછી ઘેર જઇને વાળુ કરીને બધાએ પરમેશ્વરનું ભજન કરીએ. હે બાળકો૦ (૫)

| પાઠ ૩૦. | | |
|---|---|---|
| ખળાં=કણસલામાંથી અનાજ છુટું પાડવાની જગા; ખળીઓ | તૈયાર=કણસલાંથી ભરેલાં | ઉપણીએ=ઝાટકીએ |
| | અનાજ=દાણા | ફુંસાં=ફોતરાં; છોડાં |
| | છુટું=જુદું | કોથળા=ગુણો |
| | સરસ=સારા | સાથ=સાથે |
| આ વાર=આ વખત | પિલાય=કચડાય | હાથોહાથ=એક બીજાની મદદથી |
| દીસે=દેખાય | કણ=અનાજના દાણા | |

**ખેડુત**=ખેતી કરનાર | **મહેનત**=મજુરી | **ફળ**=ફાયદો; લાભ

**સમજુતી**—હે છોકરાઓ ! હમણા આમ આવો. જુઓ ખળીઓ તૈયાર દેખાય છે; ચાલો આપણે આજે કુંડાંમાં રહેલા અનાજના દાણા છુટા પાડીએ. (૧) જેમ બળદો ગોળ ફરતા હોય તેમ આપણે સૌ ફરીએ, જો કુંડાં સારી પેઠે કચડાય તો તેમાંથી અનાજના દાણા તરત છુટા પડે. (૨) આવી રીતે બધું અનાજ આપણે ટોપલામાં ભરીએ અને ઝાટકીએ; જુઓ ફોતરાં ઊડી જાય છે, ને બધા દાણા નીચે વેરાય છે. (૩) આપણે સાથે કોથળાઓ લઇ તેમાં આવી રીતે હાથોહાથ અનાજ ભરીએ. જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજે મજુરીનું ફળ મળે. (૪)

**પાઠ ૩૧.**

**ચંદ્રમા**=ચાંદો
**મેદાન**=ખુલ્લી સપાટ જમીન
**નીચે ઉતરી ગયો હતો**=દેખાતો બંધ થયો હતો.
**આથમે**=દેખાતો બંધ થાય
**બપોર**=દહાડાના બાર વાગતાનો વખત
**રાત**=સુરજ આથમ્યા પછી તે પાછો ઊગે ત્યાં સુધીનો વખત
**અજવાળું**=ઉજાસ
**ઝાંખો**=તેજ વગરનો
**ઝગઝગે**=ચળકે

**પાઠ ૩૨ ભાગ ૧.**

**ઓટલો**=ઘરને લગતો ચોતરો
**ઢંકાઈ**=દબાઇ; છુપાઇ
**ફોરાં**=છાંટા
**જરૂર**=ખપ; ઉપયોગ
**પાલો**=કુમળાં પાંદડાંનો જથો
**બી**=બીઆં
**પોચી**=નરમ
**હમણાં**=હાલ; આ વખત
**તળાવ**=પાણી ભરાઈ રહે તેવો મોટો ખાડો
**નદી**=મીઠા પાણીનો વહેતો મોટો વહેળો
**પવન**=વા; વાયરો

**પાઠ ૩૨ ભાગ ૨.**

**થોભ્યાં**=અટક્યાં
**ચોકખી**=સાફ
**ગામડું**=નાનું ગામ
**ઝાડી**=મૂઝી
**રેલો**=પ્રવાહી પદાર્થનું વહેવું તે

રેલમ રેલા=ચારે તરફ રેલા નીકળવા તે
બિચારા=બાપડા
પછડાતા=અફળાતા
તણાઇ=ખેંચાઇ
ઘેબરીઓ=ઘેબરના જેવો મીઠો
પરસાદ=ખાવાનું; જમવાનું
કારેલું=એક જાતનું કડવું શાક
નેવલે=નેવાંએ

**સમજુતી—હે વરસાદ! તું આવ, જેથી કરીને અમને ઘેબરના જેવું મીઠું ખાવાનું, ઉની ઉની રોટલી ને કારેલાનું શાક મળે. હે વરસાદ તું ઘણો આવ કે જેથી નેવામાં પાણી આવે અને નહારી છોકરીને દેડકાં ખેંચી જાય.**

**પાઠ ૩૩.**

રેતી=પત્થરનો ઝીણો ભુકો
ભુકો=ઝીણી રજ
મટોડી=માટી
ડહોળું=માટીવાળું
નીતર્યું=મેલ વગરનું; ચોકખું
ધારવાળા=અણીવાળા
તાણી=ખેંચી; ઘસડી
ખરે છે=છુટી પડે છે
તળીએ=નીચે
રસ્તો=માર્ગ; વાટ
ચૂસી=શોષી

**પાઠ ૩૪.**

ભઠ્ઠી=મોટો ચુલો
સીંચ્યા=ગોઠવ્યા
ઇંટવાડો=ઈંટ પાડવા તથા પકવવાની જગા
કઠણ=સખત
પછાડવાથી=અફળાવાથી
ચીકણી=ચિકાશવાળી (ચિકાશ ત્રણ જાતની હોય છે (૧) હાથે ચોંટે એવી (૨) ડાઘા પડે એવી (૩) તાણતાં તૂટે નહિ એવી)
કાણાં=બાકાં
કણક=કેળવેલો ઘઉંનો લોટ
ઘાટ=આકાર
ઘડો=ગાગરથી નાનું વાસણ; દોરીઓ
ગાગર=ઘડાથી મોટું વાસણ
કોઠી=અનાજ ભરી મૂકવાની માટીની બરણી
કોડીઆં=દીવા કરવાના માટીનાં ચલાણાં
ફરતી=ચોગરદમ; બધી તરફ

**પાઠ ૩૫.**

ધાતુઓ=ખનીજપદાર્થો; (ધાતુમાં ચાર ગુણો ખાસ છે. (૧)ધાતુના કણો ચળકતા હોય છે.

(૨) ધાતુઓ ભારે હોય છે. (૩) જમીનપર પડતા ધાતુનો અવાજ થાય છે. (૪) ધાતુમાં ગરમી વહી શકે છે.)

લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર

ધમણ=દેવતા ફુંકવાનો સંચો

સળીઓ=ગજીઓ

ખૂબ=ઘણો

લાલચોળ=ઘણોજ લાલ

એરણ=સોની, લુહાર વગેરે જે પર મૂકી ટીપે છે તે

હથોડો=ધાતુઓ ટીપવાનું લોઢાનું ઓજાર; મોટી હથોડી

ટીપ્યો=ઘડયો

જતરડો=તાર ખેંચવાનું હથિયાર

સોનું=પીળા રંગની કીમતી ધાતુ

રૂપું=ધોળા રંગની કીમતી ધાતુ

પિત્તળ=જસત અને તાંબાની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ

તાંબું=લાલ રંગની ધાતુ

કલાઇ=ધોળા રંગની ધાતુ (એ રૂપા કરતાં નરમ હોય છે. )

સીસું=ધોળામેલા રંગની ધાતુ

**સોનું, રૂપું, તાંબુ, લોઢું સીસું, જસત, કલાઇ, અને પિત્તળ એ ધાતુઓનું ઓળખાણ કરાવવું અને તેનો તફાવત સમજાવવો.**

પાઠ ૩૬.

નાણું=ચલણી સિક્કો

શેઠ=શાહુકાર

પૈસો=ત્રણ પાઇની કિંમતનો તાંબાનો સિક્કો; સવાકો; દોઢીઉં

ઢબુ=બે સવાકાની કિંમતનો તાંબાનો સિક્કો; બે સવાકા; અઢીકો

અધેલો=અડધો પૈસો: દોઢપાઈ; દોઢપાઈની કિંમતનો તાંબાનો સિક્કો

રૂપીઓ=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો

અડધો=આઠ આનાની કિંમતનો રૂપાનો સિક્કો

પાવલી=ચાર આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો

બેઆની=બે આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સકકો.

મહોર=પંદર રૂપીઆની કિંમતનો સોનાનો સિક્કો; ગેણી

| | | |
|---|---|---|
| આની=ચાર સવાકાની કિંમતનો નીકલનો સિક્કો | ૧૫ રૂપીઆ=એક ગેણી; મહોર | ૧૬ આના=૧ રૂપીઓ |
| | | ૩૨ ઢબુ=૧ રૂપીઓ |
| | ૨ અડધા=૧ રૂપીઓ | ૬૪ સવાકા=૧ રૂપીઓ |
| છુટાવ્યા=છુટા પૈસા લીધા | ૪ પાવલી=૧ રૂપીઓ | ૧૨૮ દોઢપાઈ=૧રૂપીઓ |
| | ૮ બેઆનાની=૧રૂપીઓ | ૧૯૨ પાઇ=૧ રૂપીઓ |

**સૂચના**—નાણાંની ધાત પહેલા ધોરણના "સુખગણિત શિક્ષકમાં" જુઓ.

**ટીપ**—પૈસાને કાઠિઆવાડમાં કાવડાઉ; ગુજરાતમાં જઈ; સુરતમાં સવાકો; અને મુંબઈમાં દોઢીઉં કહે છે.

**પાઠ ૩૭.**

કુહાડી=લાકડા ફાડવાનું લોઢાનું ઓજાર

સોય=લુગડાં સીવવાનું લોઢાનું ઓજાર

લક્કડફોડા=લાકડા ફાડનાર

તકરાર=રકઝક; વઢવાડ

ધાર=અણીદાર કોર

ચીરૂં=ફાડું

મુદર=કુહાડીના માથા પરનો ભાગ; કુહાડીનો ઉપલો ભાગ

તોલે=બરાબર

નાકું=કાણું

અણી=તીણો ભાગ

ચળકાટ=ઝળકાટ

મોટાઈ=વડાઈ

કોદાળી=જમીન ખોદવાનું લોઢાનું ઓજાર

વઢી=લઢી

દીકરી=છોકરી

પેદા થયા=નીકળ્યા

**સાર**—આ દુનિયામાં બધી વસ્તુઓ ઉપયોગી છે; માટે કોઇએ બડાઇ મારવી નહિ

**પાઠ ૩૮.**

વાડી=ફૂલ ફળવાળી જગો; નાનો બાગ

માળી=ફૂલ વેચનાર; છોડ ઉછેરનાર

ફૂલઝાડ=ફૂલ થાય તેવા ઝાડ; છોડ

ક્યારા=આસપાસ પાળ કરેલી હોય એવી જગા

ચોરસ=ચાર ખુણાવાળો આકાર

ગલગોટા=એક જાતનું લાલ, પીળા રંગનું ફૂલ

ફળે છે=ફળ આપે છે.

દાડમ=દાડમડીનું ફળ

જમરૂખી=જમરૂખનું ઝાડ
પક્ષી=પંખી
ડાળી=થડમાંથી નીકળેલો ફાંટો
લાંબી ગોળ=લંબગોળ
મધપુડો=મધમાખીને રહેવાનું ઘર
મધમાખી=મધ બનાવનારી માખી
મધ=મધમાખીએ ફૂલમાંથી ચૂસેલો રસ
કોસ=કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો
આવ્યો રામ=કોસ ઉપર આવ્યો
થાળું=કુવાના મથાળા પર પાણી ભરવાને ઢાળ પડતું બાંધેલું તે
લલકારતો=લહેકારી બુમો પાડતો
નીક=પાણીજવાનોરસ્તો
લીલાંછમ=ઘણાંજ લીલા

પાઠ ૩૯.

છોડવા=નાના છોડ
ઉખેડી=મૂળમાંથી ખેંચી
મુળીઉં=મૂળ
દાંડી=ડાળી
કળી=ખીલ્યા વગરનું ફૂલ
જીવતા=જીવવાળા
પથરાય=ફેલાય
વેલા=ભોંયપર પથરાતા છોડ

પાઠ ૪૦.

આંબો=કેરીનું ઝાડ
ફૂટેલા=નીકળેલા
ટટાર=સીધા
છાલ=ઝાડની ચામડી
મેજ=ટેબલ

પાઠ ૪૧.

ગલકી=ગલકાનો વેલો
વળગી=બાઝી
છાપરું=ઘરનો ઉપરનો ભાગ જે પર નળીઆં હોય તે
વીંટળાઈ=લપેટાઈ
આરીઆના=કુમળા ચીભડાના
દોરડી=દોરી
આંતરે=છેટે
ગાંઠા=ગાંઠ

પાઠ ૪૨.

કેરી=આંબાનું ફળ
મોર=આંબા આમલીનાં ઝીણાં ફૂલ
ભાર=વજન
નીચી નમતી=લચી જતી
ગોટલો=આંબાનું બી
ગોટલી=આંબાના બીનું ઢાંકણ
ઘોળજે=દાબી દાબીને પોચી કરજે
ભગવાને=પરમેશ્વરે
જતન=સંભાળ
ઢીચો=પોચો
ડીટું=ડીચું

પાઠ ૪૩.

ધીમે=હળવે
હીંડે=ચાલે
ભસતો=ભોં ભોં કરતો
સામી થાય છે=લડવાને તૈયાર થાય છે
અમળાઇને=વળખાઇને; થરડાઇને
જડબાં=ડાચાં
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું તે
નિરાંતે=સુખે; નચિંતે
ઉપાડે=ઉંચકે
ખરી=ગાય, ભેંસ વગેરેના પગના તળીઆનું હાડકું
ફાટ=ચીરો
ખાડા=ખાઓચીઆ
જોરાવર=જબરી
વગડાઉ=જંગલી; જંગલમાં રહેનારી
પુરી પડે=હંફાવે; બર આવે

પાઠ ૪૪.

લાગ=દાવ; વખત
ટોળામાંથી=જથામાંથી
છટકી=નાસી
ડુંગરા=નાના ટેકરા
ચારો=લીલું ઘાસ
માંડી=ગોઠવી; મૂકી
ઠરતી=શોભતી
કુદકો=છલંગ; ઠેકડો
ચતુંપાટ=બરાબર ચત્તું
ભરવાડા=ઘેટાં; બકરાં ચરાવનાર
ફેર=ફરક; તફાવત
મજબુત=જોરાવર
આછા=થોડા
ઊન=ઘેટાના વાળ

પાઠ ૪૫.

મીઠું=મિઠાશવાળું
ગુણ=ફાયદો
ઠંડું=ટાઢું
ઊનું=ગરમ
બગડી જાય=ફાટી જાય
ચોકખું=મેલ વગરનું; માંજેલું
આંચળ=થાન
મેલ=કચરો
દાણો=અડદ;જુવાર વગેરે
જણસો=વસ્તુઓ; ચીજો
છાશ=દહીંમાં પાણી નાખી વલોવવાથી બને છે તે
તાવીને=ગરમ કરીને
શિખંડ=દહીંમાં ખાંડ નાખી છણવાથી બને છે તે
લોચો=લપકો
માવો=દૂધને બાળી બાળીને લોચા જેવું કરેલું તે
પેંડા=માવામાં બુરું નાખી ગોળી બનાવેલી તે
તર=મલાઇ
દૂધપાક=દૂધને ઉકાળી ખાંડ ચોખા નાખી બનાવેલો તે

બાસુદી=માવો થતાં પહેલાં ભુરૂં નાખી બનાવેલો પદાર્થ

પાઠ ૪૬.

પ્રાણી=જેને જીવ છે અને જે અહીંથી તહીં હરી ફરી શકે છે તે

છેલ્લી=છેવટની

ડાઘીઓ=કુતરાનું નામ છે

સભા=મંડળી; ટોળી

ઉપરી=મોટો; વડો

ઠરાવ્યો=નક્કી કર્યો

ટીપુ=કુતરાનું નામ છે

ચાલાક=હોશિયાર; ચંચળ

કારકુન=લખવાનું કામ કરનાર

ચુપચુપ=મુંગાં

અંતે=આખરે

ગંધ=વાસ

શિઆળ=ફાડી ખાનારૂં કુતરા જેવું જનાવર

રીઝે=ખૂશ થાય

માંસ=ગોસ

અણીવાળા=તીણા

દાઢ=એવડા દાંત

કરકરા=ખરછટ;

કુટતો=બહાર નીકળતો

ધણી=માલીક

જે=જય; ફતેહ

પાઠ ૪૭.

ચાંચ=પક્ષીનું મો

સમડી=એક જાતનું પક્ષી

કબુતર=એક જાતનું પક્ષી

કીડા=પેટે ચાલનાર જીવડાં

જીવડાં=જંતુ; નાના જીવ

માળા=પક્ષીનાં ઘર

બતક=સફેદ રંગનું પાણી તથા જમીન પર રહેનાર પક્ષી

જળકૂકડી=પાણીમાં રહેનાર કુકડી

પાઠ ૪૮.

પાંજરૂ=પીંજરૂં

ભુખ્યો=ખાધા વિનાનો

તરબુચ=એક જાતનું ફળ

કકડો=ટુકડો

કા કા=કાગડાનું બોલવું

જીવજંતુ=નાનાં જીવડાં

કોહેલું=સળી ગએલું; બગડી ગએલું;

સડેલું=સળી ગએલું; જીવડાં પડેલું

લાલ=રાતી

છેડેથી=નાકેથી

ભાવ્યું=પસંદ પડયું

કૂદતો=કુદકા મારતો

ચોક=ઘરની વચમાંની છાબંધ ખુલ્લી જગા

પાઠ ૪૯.

રકાબી=તાસક

હલાવ્યું=એક રસ કર્યું

વાહ=શાબાશ

નારંગી રંગ=નારંગીના જેવો રંગ

સરખે ભાગે=બરાબર

પાઠ ૫૦.

પારણું=લાકડાના ચોકઠાનું ઘોડીઉં

ઝોળી=ચાર છેડા બાંધી

લઈ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો કકડો
પાસું=બાજુ
પાંગરા=ઝોળીને બેરવવાની લાકડીઓ
દોયણાં=ઝોળી બાંધવાની દોરી
ઝાપટી=ખંખેરી.
મોભ=ઘોડીઆની વચમાંનો આડો થાંભલો
બેરવ=વળગાડ:
ભમરી=લાકડાની કુંદડી; ચકરડી
પાયા=પગ
પોચી=સુંવાળી; નરમ; ખૂંચે નહિ એવી
ગોદડી=નાનું ગોદડું
હીર=રેશમ
ઝુલાવવા=હલાવવા
હાલરડું=બાળકને ઉંઘાડવાનું ગીત; હાલો
ધુમણ=પારણા કે ઘોડીઆમાં સુવાડીને ગાતાં ગાતાં દોરી ખેંચી હીંચકા નાખવા તે
ગીતે ધુમણ ઘાલું=હાલરડાં ગાઇ હીંચકા નાખું
રંગીત=રંગીલો
પોઢો=સૂઓ
હેતે=વહાલથી
ઝુલાવું=હીંચકા નાખું
પધારવું=બેસાડું
ચીતરેલ=ચીતરેલી
પઢાવું=શીખવું; ભણાવું
મોરલો=મોર
મઢાવું=જડાવું
મખમલ=એક જાતનું સુંવાળું કપડું
તળાઈ=ગાદલું; ગદેલો
તાજી=નવી
ચિનાઇ=ચીન દેશમાં બનેલી
સેજે=પથારીએ
બીછાવું=પાથરું
હીંચોળું=હીંચકા નાખું
ઘેરાંઘેરાં=મધુરાં મધુરાં
લાડકડા=લાડકા; વ્હાલા

**સમજુતી**—હાલરડું વહાલું લાગે છે. હો મારા ભાઇને (છોકરાને હાલરડું વહાલું લાગે છે; તેથી હું ગીત ગાતાં ગાતાં દોરી ખેંચીને હીંચકા નાખું. હે રસીલા તમે રંગેલા પારણામાં સૂઇ જાઓ, તો હું તમને ઘણા હેતથી હીંચકા નાખું. ભાઇને પારણે ભમરીઓ જડાવું અને પુતળીઓ બેસાડું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૧) પારણે ચીતરેલી ચાંચની ચકલી અને બાણુતો હોય તેવી રીતે ચોપટ

એસાડુ; ભાઇ તારે સારી રીતે રમવા માટે મોરને સોનાથી જડાવું. ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૨) પારણામાં મખમલ અને મશરૂની નવી તળાઈઓ પથરાવું અને તેના ઉપર ચંપાના ફૂલની તરેહવાળી ચિનાઇ ચાદર પાથરૂં; ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૩) મારા વહાલા ભાઈ, હું પારણે રેશમની દોરી બાંધી તને હીંચકો નાખું અને તને ઊંઘ આવે એવાં મીઠાં ગીત ગાઉં; હે લાડકડા ભાઇ તમે ઉંઘીને ઊઠશો ત્યારે તમારા ગજવામાં ખાવાનું ઘાલીશ. (મતલબ કે ઉંઘીને ઊઠયા પછી તને ખાવાનું આપીશ) ભાઇને હાલરડું વહાલું લાગે છે (૪)

## ડ્રિલ માટે સૂચના.

૧ છોકરાને ઉંચાઇના પ્રમાણમાં, સીધી હારમાં એકેક હાથને છેટે, બે પગ વચ્ચે ૪૫ અંશનો ખુણો રહે એવી રીતે ઉભા રાખવા, પછી નંબર આપવા.

૨ નંબર બોલતી વખત દરેક છોકરો પોતાની નીચેના છોકરા તરફ મોં કરી નંબર બોલે.

૩. શિક્ષકની સામે ઉભેલી હારના છોકરાઓએ પોતાના જમણા હાથ તરફથી એટલે શિક્ષકના ડાબા હાથ તરફથી નંબર બોલવાની શરૂઆત કરવી.

૪. આગળ કે પાછળ ખસવામાં પ્રથમ ડાબો પગ ઉપાડવો.

૫. એક હારની બે હાર કરવાની રીત નીચે પ્રમાણે

૧. છોકરાઓને એક, બે; એક, બે; એ પ્રમાણે નંબર આપવા.

૨. બેકી નંબરે એક ડગલું આગળ.

૩. બેકી નંબર એક ડગલું જમણી તરફ. આ મુજબ હુકમ કરવો.

૬. એક હારની ત્રણ હાર કરવાની રીત નીચે પ્રમાણે

૧–છોકરાઓને એક, બે, ત્રણ; એક, બે, ત્રણ; એ પ્રમાણે નંબર આપવા.

૨–એક નંબરવાળા એક ડગલું આગળ.

૩–ત્રણ નંબરવાળા એક ડગલું પાછળ.

૪–એક નંબરવાળા એક ડગલું ડાબી તરફ.

૫–ત્રણ નંબરવાળા એક ડગલું જમણી તરફ.

૭. ડમ્બેલ્સ, કડાં, બારબેલ્સ, વગેરે વહેંચવાની રીત નીચે મુજબ

૧. દરેક હારના છેલ્લા નંબર પાસે ડમ્બેલ્સો મૂકવા પછી છેલ્લા નંબરે બે ડમ્બેલ્સ બે હાથમાં લઇ પોતાની ઉપરના છોકરાને આપવા એ પ્રમાણે દરેક છોકરા પાસે બબ્બે ડમ્બેલ્સ થશે.

૨. ડમ્બેલ્સ ભોંયપર સામા સીધી હારમાં ઉભા મુકાવવા. ડમ્બેલ્સ વચ્ચે એક વેંતનું અંતર રખાવવું.

૩. ડમ્બેલ્સ મુઠ્ઠીમાં જોરથી દાબીને પકડાવવા

૪. રમતો આગિઆર સુધી કરાવી. બારે ડમ્બેલ્સ પહેલાં મૂકેલાં હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.

૫. એકની કૃતિ પ્રમાણે ૩, ૫, ૭, ૯, ૧૧ની કૃતિ કરાવવી.

૬. બેની કૃતિ પ્રમાણે ૪, ૬, ૮, ૧૦ની કૃતિ કરાવવી.

૭. રમતો પહેલ વહેલી શિક્ષકે જાતે કરી બતાવવી.

૮. સારો મહાવરો થયા પછી છોકરાઓને પોતાની મેળે બોલીને કરવા કહેવું.

૯. એક રમત બરાબર સફાઇથી ને સાથે કરતાં આવડયા સિવાય બીજી રમત શીખવવી નહિ.

૧૦. દરેક રમત કરાવતાં પહેલાં "તૈયાર" અને "ચાલો" એવા હુકમ આપવા.

૧૧ "તૈયાર" કહેતાંની સાથે છોકરાઓએ ડમ્બેલ્સ લેવાને તૈયાર થઇ રહેવું.

૧૨. "ચાલો" ના હુકમની સાથે ડમ્બેલ્સ લઇ હાથ સીધા લટકતા રાખી ઉભા રહેવું.

ડમ્બેલ્સની ડ્રિલ.

હેતુ–છાતી તથા હાથના સ્નાયુ ખીલવવાનો.

રમત ૧ લી–(૧) બેઉ હાથ ઉંચા (૨) બેઉ હાથ નીચા.

રમત ૨ જી–(૧) જમણો હાથ ઉંચો, ડાબો હાથ લટકતોજ રહેવા દેવો (૨) એકથી ઉલટું.

રમત ૩ જી–(૧) બેઉ હાથ ઉંચા. (૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ)

રમત ૪ થી–(૧) બેઉ હાથ સામા (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ.)

રમત ૫ મી–(૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૬ ઠ્ઠી–(૧) બેઉ હાથ સામા મુઠ્ઠીઓ આકાશ તરફ (૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

**રમત ૭મી**-પગ વચ્ચ એક ફુટનું અંતર રખાવવુ (૧) બેઉ હાથ જમણી તરફ તીરકસ લંબાવવા(ડમ્બેલ્સ ઉભા રહે એવી રીતે) આ વખતે ડાબા પગની એડી ઉંચી કરવી (૨) એકથી ઉલટું.

**રમત ૮મી**-(૧) જમણો હાથ જમણી તરફ તીરકસ લંબાવવો અને ડાબા હાથની મુઠી છાતી આગળ(જમણો હાથ ને ડાબો હાથ તીરકસ લીટીમાં રહે તે પ્રમાણે) (૨) એકથી ઉલટું.

**રમત ૯મી** (પગ પહેલાં હતાં તેમ (૧) જમણો હાથ સામો ડમ્બેલ્સ ઉભો રાખવો. ડાબો હાથ પીઠગમ પાછળ ખેંચવો. (૨) એકથી ઉલટું.

**રમત ૧૦મી**-(૧) બેઉ હાથ સામા (ડમ્બેલ્સ ઉભા રાખવા) (૨) બેઉ હાથ પાછળ પીઠગમ ખેંચવા, મુઠીઓ છાતીના પાસાને અડકેલી રહે એવી રીતે રાખવી.

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

| | | | | |
|---|---|---|---|---|
| દિવાળી | લીંપેગુંપે | ફૂટે | રવિવાર | રહ્યા |
| અક્ષર | સાથીઆ | ત્રીજો | ગુરુવાર | પાટીઉં |
| ઊઠયાં | લુગડાં | શુક્રવાર | મુસલમાન | ફૂલઝાડ |
| નિશાળ | દારૂખાનું | છેલ્લો | શનિવાર | ઘંટ |
| સઘળાં | ફટાકડા | વિષે | અઠવાડીઉં | બેઠક |

| | | | | |
|---|---|---|---|---|
| સીસી | અંગરખી | આપ્યા | બોલાવ્યો | જીત્યો |
| ચિત્રો | લેંઘી | અડાડયો | ઉતર્યા | સઢવાળી |
| ટાંગેલાં | સુરવાલ | દસમું | ગાદી | કાંચળી |
| લખોટાનું | ફળીઆના | બેસશે | પીરસ્યા | પરીક્ષા |
| કબાટ | ઘાઘરી | કંસાર | બબ્બે | દેડકાં |
| કુતરો | ઓઢણી | કઢી | આશોપાલવ | દહાડો |
| દાડમ | ચોકખાઈ | વહુ | શંભુભાઈ | ધડાધડ |
| માટીનાં | ચોકખા | ભત્રીજો | વિના | પ્રાણીઓ |
| અહીં | ધૂળમાં | કહેવાઉં | પૌંઆ | દુઃખ |
| નિશાળીઆ | ડીલ | મસિઆઈ | વઘારેલાં | નુકસાન |
| શિખામણ | ગંદી | દૂધભાઇ | લીંબુ | ખીજ્યા |
| ઈશ્વર | નહિ | સાસુ | નારંગી | માથુ |
| જ્ઞાન | ફોલ્લા | સર્વે | લાડુ | છુંદાય |
| નિત્ય | ધોવડાવવાં | દુખડાં | શેરડી | છુંદે |
| દાતણ | ગંદવાડ | ભૂલી | બેસીશું | દુઃખ |
| નાહ્યા | કવિતા | ખૂશ | શેતરંજી | ઢોર |
| કહ્યું | દીલમાં | ઉંઘાડવાને | પાથરણું | કહ્યું |
| જુઠું | વરસગાંઠ | ઓસડ | પાંદડાં | ઉપરાંત |
| શિક્ષા | ભાગ્યો | ત્યાં | વાડકો | નક્કી |
| ટોપી | કર્યો | બોલ્યો | ચટણી | છુટ્ટો |
| ધોતલી | ક્યારે | પ્રમાણે | તૈયાર | છુટ્યો |

| | | | | |
|---|---|---|---|---|
| મૂક્યું | નુકસાન | પ્રભુ | હંમેશાં | સૂઝી |
| તયાર | જુઠાણું | અગણિત | કાંઠા | મટાડી |
| સમજ્યો | જુઠો | ઉજાસને | કુંફાડા | છુપાઇને |
| હોશિયાર | શિઆળ | અન્ન | ઊડાડી | કુંજનું |
| છૂટશે | દેડકાં | દૂધ | ઊંદર | ધીરજ |
| મૂકું છું | જુક્તિ | દહીં | છુંદી | સૌ |
| શાબાશ | સાંભળતાં | ફૂલ | ઠેકાણે | પટેલ |
| ચપ્પુ | બાંધ્યું | સ્વપ્નું | ચટકા | દહાડો |
| ગમ્યો | અહીંથી | શિકાર | લીધો | આથમતા |
| આણ્યો | રસ્તામાં | બચ્ચું | લુલાં | વઢાઈ |
| પૂછ્યું | દુઃખ | દોડાવી | આંધળાં | વઢાશે |
| દેશાઇ | અન્ન | માંડયું | તીર્થ | સાદ |
| લલ્લુ | ભૂખ્યો | દીધું | મનસુખો | બચ્ચીઓ |
| વખાણ્યો | ભિખારી | પુરુષને | પિતા | ચચ્ચાર |
| ઊઠ્યો | પૂછ્યું | પરમેશ્વર | હેતથી | ગાડું |
| મશ્કરી | પૈસા | ઉંદરડી | સંતાપ | ભર્યાં |
| પસ્તાય | આપ્યા | ભંડારીઉં | આશિષ | પહોંચ્યાં |
| બચ્ચાં | ઇશ્વરનું | રોટલી | પ્રભુએ | ઊતર્યાં |
| બૂમો | વિદ્યા | લાડુ | ચતુરાઇ | ઠાલવ્યો |
| ખેડુત | ચંદ્ર | બિલાડી | માર્યાં | પલટાણી |
| છેતર્યો | વીસરૂં | ઉંદરીઉં | ઉંડું | ઢગલા |

| | | | | |
|---|---|---|---|---|
| ખુશ | પાતળો | ઢેપું | ટિપાય | વઢી |
| હોંસીલી | અંધારી | પત્થર | ટિપાઇ | દુઃખ |
| ઉમંગે | ઝગઝગે | પ્યાલું | ઓળખાવ્યા | કયારા |
| વાદળીઓ | ત્રીજો | નીતર્યું | ઓછાવત્તા | ત્રિકોણ |
| વાંકું | બેસાડયાં | રસ્તા | ધાતુઓ | ગલગોટા |
| દાતરડું | લાગ્યાં | મટોડી | સીસું | દાડમ |
| ઢગલો | ઢંકાઇ | ડહોળું | જસત | કાણુંવાળું |
| હૈયે | મોઢા | ચૂસે | નાણું | લટકતું |
| લણતાં | ભોંયમાં | ભઠ્ઠી | કાઢયાં | મધપુડો |
| સર્વે | હમણા | સીંચ્યાં | ઢગલી | લીલાંછમ |
| વાળુ | તળાવ | ચપ્પુ | પૈસા | વચ્ચે |
| ઇશ્વર | થોભ્યાં | નાખ્યું | ઢબુ | મુળીઉં |
| છૂટું | રહ્યાં | દહાડો | રૂપીઓ | દાંડીઓ |
| પિલાય | ચોકખી | ઇંટવાડો | વટાવ્યા | ડાળીઓ |
| ટોપલામાં | રેલમરેલા | ખોદતાં | પંદર | પાંદડાં |
| ઉપણીએ | ખોદતું | ભઠ્ઠીમાં | કુહાડી | સમજાશે |
| હુંસાં | કાદવ | મૂકયો | લક્કડફોડા | ઉખડી |
| કોથળીઓ | બિચારા | પિત્તળ | ફાટફાટ | ઉંડાં |
| ચંદ્રમા | પછડાતા | હથોડા | ચળકાટ | મૂળમાંથી |
| ત્યાંસુધી | ઘેબરીઓ | ટીચ્યો | કોદાળી | ફૂટેલાં |
| અજવાળું | દેડકે | જતરડામાં | સાંભળતી | ટટાર |

| | | | | |
|---|---|---|---|---|
| ખુરશી | શીંગડાં | ચોકખું | ડીલે | હલાવ્યું |
| લીલુંછમ | ભાથું | જણસો | પુછડીઓ | હળદર |
| ચઢયા | તૂટી | દહીં | ઇંડાંમાંથી | જાંબુડો |
| પથરાઇ | નિરાંતે | શિખંડ | બચ્ચાં | ગોદડીઓ |
| વીટળાઈ | જડણું | દૂધપાક | જોડાએલાં | હાલરડું |
| ઉખેડયો | વગડાઉ | બાસુદી | જળકુકડી | રસીલા |
| બતાવ્યો | પત્થર | ચશ્મા | પોપટ | પઢાવું |
| ઢુંકાં | છટકી | પ્રાણી | પાંજરૂં | મશરૂની |
| દોરડી | કૂદવું | છેલ્લી | લુચ્ચા | ચિનાઇ |
| દોરડા | ગબડયું | પસંદ | કર્યો | ફૂલડાં |
| ઊંઘમાં | ચત્તુંપાટ | દાઢ | જીવજંતુ | બિછાવું |
| ગોટલો | મોઢું | જડબાં | સળેલું | હિંચોળું |
| જતન | મજબુત | ઊંઘનાં | આણ્યાં | ઊંધીને |
| ચૂસી | ડંકું | ફૂટતો | પડીકાં | ઘાલીશ |
| ભેંસ | દોહ્યા | ધણી | શીખવ્યું | |
| હીંડે | વાસણ | પંખી | પ્યાલાં | |
| | | | લોટામાં | |

**મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો કૃત.**

# બાળવર્ગની નોટ **બે આના.**

**પહેલીના અર્થ અઢી આના** જેમાંઃ—અર્થ, કવિતાની સમજુતી, પાઠના સાર. અઘરા શબ્દો, જોડાક્ષર, કમ્મેલ્સની ડ્રિલ વગેરે.

**બીજાના અર્થ ચાર આના** જેમાંઃ—અર્થ, કવિતાની સમજુતી, પાઠના સવાલ, પાઠના સાર, ભૂગોળ, પાઠવાર અઘરા શબ્દો, જોડાક્ષર, કડાંની ડ્રિલ વગેરે.

**ત્રીજાના અર્થ પાંચ આના** જેમાં—અર્થ, કવિતાની સમજુતી. પાઠના સવાલ, પાઠનો સાર, ભૂગોળના સવાલ, પાઠવાર અઘરા શબ્દો, જોડાક્ષર, કડાંની ડ્રિલ વગેરે.

**ચોથીના અર્થ સાડા સાત આના** જેમાંઃ—અર્થ, કવિતાની સમજુતી. તમામ પાઠના સવાલ તથા સાર, અઘરા શબ્દો, જોડાક્ષર, સુવર્ણ પલાકાની ભૂતળ, ડ્રિલ વગેરે.

**પાંચમીના અર્થ આઠ આના** જેમાંઃ—અર્થ કવિતાની સમજુતી, વ્યુત્પત્તિ. પાઠના સવાલ, પાઠનો સાર, આરોગ્યના નિયમો, બ્રિટિશ હિંદના રાજકીય ભાગ વગેરે.

**છઠ્ઠીના અર્થ નવ આના** જેમાંઃ—શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બન્ને રીતે, કવિતાનો અન્વય, કવિતાની સમજુતી, પાઠના સવાલ, પાઠનો સાર વગેરે.

**સાતમીના અર્થ દસ આના** જેમાંઃ—શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બન્ને રીતે, કવિતાનું વિવરણ—સ્ફુરીકરણ, પાઠના સવાલ, કવિતામાં આવેલા ભક્તોની ઓળખાણ વગેરે.

**કન્યા વાચનમાળા પુસ્તક ૧ લાના અર્થના ૪ આના**
**કન્યા વાચનમાળા પુસ્તક ૨ જાના ,, ૫ આના**
**કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના ,, ૭ આના**
**ત્રિવેદિ વાચનમાળા સાતે પુસ્તકોના અર્થો તૈયાર છે.**

# છગનલાલ મોતીરામ શાહ કૃત પુસ્તકો.

## "ડિકટેશન શિક્ષક"માં માં શું શું છે ? ? ?

૧) પાઠવાર અઘરા શબ્દો. ૨) જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો. ૩) કઠિન મળતા શબ્દોની તારવણી. ૪) જોડાક્ષર ૫) મળતા જોડાક્ષર. ૬) પરીક્ષાના ડિકટેશન શિક્ષકમાં આવનાર શબ્દો.

## " ડિકટેશન શિક્ષક "

| | | | |
|---|---|---|---|
| બાળમોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩-૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથીનો | ૦-૪-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાંચમીનો | ૦-૬-૦ |

કન્યા વાચનમાળા પુસ્તક ૧ લાનો ૦-૩-૦

ત્રિવેદિ વાચનમાળા પુસ્તક ૧ લાનો ૦-૩-૦

## " મુખગણિત શિક્ષક "

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૬ | ત્રીજા ધોરણનો | ૦-૨-૬ |
| પહેલા ધોરણનો | ૦-૧-૯ | ચોથા ધોરણનો | ૦-૪-૦ |
| બીજા ધોરણનો | ૦-૨-૦ | પાંચમા ધોરણનો | ૦-૪- |

## " પ્રશ્નોત્તરમાળા "

ગુજરાતની સા. ભૂગોળની ૦-૩-૦ | મુંબઇ ઇ. ભૂગોળની ૦-૪-૬

હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની ૦-૪-૦

☞ સુંદરજી કૃત નવી પહેલીના અર્થના બે આના ☜

બીજા ધોરણ માટે "અંકગણિતનાં મનોયત્ન" પાંચ આના

સુરત શહેરનો "ભૂગોળ શિક્ષક" ૦-૩-૦
સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક" ૦-૩-૦

છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર—સુરત

## મેસર્સ. સી ડી. શાહ એન્ડ કો૦ કૃત.

### ગિરિશ ત્રિવેદિ વાચનમાળાના અર્થો.

| | |
|---|---|
| પુસ્તક ૧ લીના ૦—૪—૦ | પુસ્તક ૫ માના ૦—૮—૦ |
| પુસ્તક ૨ જાના ૦—૫—૦ | |
| પુસ્તક ૩ જાના ૦—૬—૦ | પુસ્તક ૬ ઠાના ૦—૯—૦ |
| પુસ્તક ૪ થાના ૦—૭—૦ | પુસ્તક ૭ માના ૦—૧૦—૦ |

### —: વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસના અર્થો :—

| | |
|---|---|
| બાળવર્ગની નોટ બે આના | પહેલીના અર્થ ૦—૬ |
| બીજીના અર્થ ૦—૪—૦ | નાગરીના અર્થ ૦—૧૦—૦ |
| ત્રીજીના અર્થ ૦—૫—૦ | કન્યા ૧ લીના અર્થ ૦—૪—૦ |
| ચોથીના અર્થ ૦—૭—૬ | કન્યા ૨ જીના અર્થ ૦—૫—૦ |
| પાંચમીના અર્થ ૦—૮—૦ | કન્યા ૩ જીના અર્થ [illegible] |

### "ડિક્ટેશન શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦—૨—૦ | ત્રીજીનો | ૦—૩—૦ |
| પહેલીનો | ૦—૨—૬ | ચોથીનો | ૦—૪—૦ |
| બીજીનો | ૦—૩—૦ | પાંચમીનો | ૦—૪—૦ |

☞ દરેક ધોરણના "સુખગણિત શિક્ષક" તૈયાર છે ☜

ગુજરાતની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના

મુંબઈ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪॥ આના

બીજા ધોરણ માટે અંકગણિતના મનોયત્ન પાંચ આના

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક ત્રણ આના

**છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.**

સુરત જિલ્લાનો નકશો પાંચ આના.